જોવામાં આવે છે. અતિશય તાપ તથા અતિશય ઠંડી, અતિશય વરસાદ તથા વરસાદની અતિશય તાણ, એ બધું અહીં જોવામાં આવે છે. હિન્દુસ્તાનનો લગભગ અડધો ભાગ ઉષ્ણ કટિબંધમાં આવેલો છે, તેથી તે ભાગ પર ઉનાળામાં તાપ વિશેષ પડે છે. ડુંગરો, પર્વતો, અને ઉચ્ચ પ્રદેશો સમુદ્રની સપાટીથી ઉંચાઈએ હોવાને લીધે ઠંડા હોય છે, અને ગરમીની ઋતુમાં તવંગર લોકો દરીઆથી ઉંચાઈનાં સ્થળ પર જઈ રહે છે. હિમાલય પર્વત એટલો બધો ઉંચો છે કે ત્યાં ધ્રુવના પ્રદેશની માફક હિમ પડી રહે છે. વળી હિમાલયની ઉંચી દિવાલ મહાસાગરમાંથી આવતા ભેજવાળા પવનોને અટકાવી દે છે, અને તેમજ ઉત્તરમાંથી આવતા ઠંડા પવનને હિન્દુસ્તાનમાં આવવા દેતી નથી. હિન્દુસ્તાનમાં ફુંકાતા કેટલાક પવનો હિન્દી મહાસાગર પાસે હોવાને લીધે પુષ્કળ ભેજવાળા હોય છે.

ઉપલાં કારણોને લીધે આ દેશની આબોહવાના ત્રણ મુખ્ય પ્રકાર છેઃ—

૧. **ભેજવાળી અને શિઆળા અને ઉનાળાના ઉષ્ણતામાનમાં બહુ ફેર નહિ પવી હવા.** આ જાતની હવા ત્રાવણકોર, મલબાર, અને બ્રહ્મદેશના કિનારા પર જોવામાં આવે છે. એ ભાગો ઉષ્ણ કટિબંધમાં અને દરીઆકિનારા પર આવેલા છે.

૨. **સુકી અને શિઆળામાં અતિશય ઠંડી અને ઉનાળામાં અતિશય ગરમ પવી હવા.** નૈર્ઋત્ય તરફ દૂર સુધી મહાસાગર ન હોવાથી પંજાબ અને સિંધમાં ભેજવાળા પવનો બહુ આવી શકતા નથી. વળી શિઆળામાં પહાડોને લીધે અતિશય ઠંડી અને ઉનાળામાં રણને લીધે અતિશય ગરમી ત્યાં જોવામાં આવે છે.

૩. **અતિશય વરસાદવાળી હવા.** આસામના ઉંચા ડુંગરો અને કારવારના કિનારા પાસેના ડુંગરો મોસમના ભેજવાળા પવનોને અટકાવી, ઠારી, ભેજ લઈ લે છે, તેથી ત્યાં વરસાદ પડે છે.

દક્ષિણના ઉચ્ચ પ્રદેશની હવા સુકી છે, પણ જેમ જેમ દક્ષિણમાં જઈએ છીએ તેમ તેમ હિન્દી મહાસાગરના ભેજવાળા ગરમ પવનને

લીધે શિઆળો ઓછો ઠંડો હોય છે. મદ્રાસ ઇલાકાના મેદાનમાં હવા ઓછા ભેજવાળી છે, પણ શિઆળા અને ઉનાળાના ઉષ્ણતામાનમાં ઉષ્ણ કટિબંધને લીધે બહુ ફેર નથી.

**ઋતુઓઃ—**

અહીં મુખ્ય ત્રણ ઋતુઓ જોવામાં આવે છેઃ—શિઆળો, ઉનાળો, અને વર્ષા. શિઆળો નવેમ્બરથી ફેબ્રુઆરિ સુધી, ઉનાળો માર્ચથી જૂન સુધી, અને વર્ષા જુલાઇથી ઑકટોબર સુધી રહે છે.

**વરસાદ**:—હિન્દુસ્તાનનો મુખ્ય પવન ઇશાન તરફનો છે; પણ ઉનાળામાં જ્યારે સૂર્ય સિંધ અને રજપુતસ્તાનના રેતીના મેદાનમાં અને મધ્ય એશિઆના મેદાનમાં તપે છે તે વખતે તે ભાગની હવા ગરમ થઈ ઉંચી ચઢે છે, અને તે ખાલી જગા પર મહાસાગર પરથી ભેજવાળો પવન એટલા જોરથી આવે છે કે ઇશાનનો પવન રહેતો નથી, અને મુખ્ય પવન નૈર્ઋત્યનો થાય છે. એ નૈર્ઋત્યનો પવન જ્યાં જ્યાં પહાડોને કાટખુણે અડકે છે ત્યાં ત્યાં વરસાદ વધારે પડે છે. પશ્ચિમ કિનારે એ પવન ઘાટને કાટખુણે અડકે છે, તેથી રત્નાગિરિ, કારવાર, અને મુંબઈમાં વધારે વરસાદ પડે છે. એજ પવન બંગાળાના ઉપસાગરમાંથી વધારે ભેજ લેતા ખાસ્યાના ( આસામના ) ડુંગર તરફ જાય છે, એટલે જેટલો ભેજ હોય છે તેટલો વરસાદરૂપે ત્યાં તૂટી પડે છે. એ નૈર્ઋત્યનો પવન એપ્રિલથી શરૂ થાય છે, તે છેક સપ્ટેમ્બર સુધી રહે છે. મહાબળેશ્વર પર વરસાદ વરસમાં સરાસરી ૨૪૦ ઇંચ, અને ખાસ્યા ડુંગરના ચેરાપુંજીમાં આસરે ૫૨૫ ઇંચ પડે છે. પૃથ્વી પર વધારેમાં વધારે વરસાદ આ જગાએ પડે છે. શિઆળામાં જે વરસાદ પડે છે તે ઘણોજ થોડો છે, અને મદ્રાસના કિનારા પર, મધ્ય હિન્દુસ્તાન, પંજાબ, અને સંયુક્ત પ્રાંતમાં પડે છે.*

થરનું રણ અને તેની આજુબાજુનો પંજાબનો, સિંધનો, અને રજપુતાનાનો મુલક, એમાં વરસાદ બહુજ ઓછો પડે છે; કારણ કે સહેજસાજ ભેજવાળી હવા તે તરફ આવે છે, તેમાંનો ભેજ ઠારવા પહાડ કે લિલોતરી ત્યાં કાંઈ નથી; અને જે ઘટ્ટ વરાળ ત્યાં આવી હોય,

*પ્રાકૃતિક ભૂગોળમાંનો આ ભાગ શિક્ષકે વાંચી બતાવી સરખામણી કરાવવી.

તે પણ અતિશય ગરમીથી પાછું વરાળનું રૂપ પકડે છે. હિંદુસ્તાનના બીજા ભાગોમાં થોડો કે ઘણો પણ ખેતી લાયક સારો વરસાદ પડે છે.

## वनस्पति अने जनावरोः—

કઈ વનસ્પતિ અને કયાં જનાવરો અમુક દેશમાં છે, તે તેની આબોહવા ઉપરથી જાણી શકાય છે. અનેક જાતની હવા છે તેમ અનેક જાતનાં પ્રાણી અને વનસ્પતિ છે

ઉષ્ણ અને ભેજવાળા પ્રદેશમાં થનારો **साग** દક્ષિણમાં અને બ્રહ્મદેશમાં ઊગે છે. ઉષ્ણ કટિબંધમાં થતી **नाळियेरी**, અને દરીઆકિનારે થનારાં **ताडनां झाड** અને **नाळियेरी**, કિનારા ઉપર અને બંગાળાના અખાતના ટાપુ વગેરે પર જોવામાં આવે છે. આસામના અતિશય વરસાદવાળા અને તેરાઈના જંગલમાં ઉષ્ણ કટિબંધની બધીજ વનસ્પતિ થાય છે. હિમાલયના ઉંચા ભાગમાં શીત કટિબંધની વનસ્પતિ, ઘાસ, લીલ, સેવાળ, વગેરે થાય છે. **साल** નામનું બીજું ઇમારતી લાકડું હિમાલયની તળેટીમાં અને છોટા નાગપુરના અને મધ્ય પ્રાંતના જંગલમાં થાય છે. મ્હૈસુરમાં **सुखड**, હિમાલયની વાયવ્યના ઉચાણના પ્રદેશોમાં **देवदार**, અને આસામ અને બ્રહ્મદેશમાં **इंडिआ रबर** થાય છે. **वड, पीपलो, आमली, आंबा, लीमडा, सीसम, वांस**, વગેરે હિન્દુસ્તાનના લગભગ ઘણા ભાગમાં જોવામાં આવે છે.

વાઘ, ચિત્તા, જંગલી બિલાડી, રીંછ, દીપડો, વરૂ, શિયાળ, ડુક્કર, વાંદરા, અને ઘણી જાતનાં હરણો મેદાનો અને નીચા ડુંગરોનાં જંગલમાં જોવામાં આવે છે. સિંહની સંખ્યા ઘણીજ ઓછી છે, અને માત્ર ગુજરાતમાં ગીરના જંગલમાં તે જોવામાં આવે છે. હાથી બ્રહ્મદેશ અને મ્હૈસુર તરફ જોવામાં આવે છે. બંગાળા, આસામ, અને બ્રહ્મદેશમાં ગેંડા, અને સિંધમાં ગધેડાની એક જંગલી જાત જોવામાં આવે છે. આ ઉપરાંત ગાય, ભેંસ, બકરાં, ઘેટાં (મેંઢાં), ઘોડા, ઊંટ, ગધેડા, કુતરા, વગેરે તમામ પાળવા લાયક જનાવરો આ દેશમાં જથાબંધ છે. હિમાલયમાં કસ્તુરી-મૃગ અને ચમરીગાય થાય છે. કાશ્મીરમાં જે ઘેટાં થાય છે તેનું ઊન ઘણું વખણાય છે.

દક્ષિણનાં જંગલમાં ઘણા ઝેરી સાપ હોય છે, અને તેમાંના કેટલાક બહુ લાંબા હોય છે. કેટલીક નદીઓમાં મગર જોવામાં આવે છે

મોર, પોપટ. ગીધ, સમડી, કાગડા, કોયલ, તીતર, અને ચકલી સામાન્ય રીતે ઘણી જગાએ જોવામાં આવે છે. આ ઉપરાંત બીજી ઘણી જાતનાં પક્ષી આ દેશમાં છે. ખીસકોલી સાધારણ રીતે દરેક જગાએ જોવામાં આવે છે.

**वस्तीः**—હિન્દુસ્તાનના સામ્રાજ્યની વસ્તી ઈ સ. ૧૯૨૧ની ગણતરી પ્રમાણે લગભગ ૩૨ કરોડની છે. આખા બ્રિટિશ સામ્રાજ્યની

વસ્તીનો આ પોણો ભાગ છે, અને પૃથ્વીની આખી વસ્તીનો લગભગ પાંચમો ભાગ છે. આ વસ્તી મુંબઈ ઇલાકાની વસ્તીથી લગભગ બારગણી છે.

મધ્ય હિંદુસ્તાનના ડુંગરો અને રજપુતાનાના પશ્ચિમ ભાગમાંના રણ તરફ વસ્તી ઘણીજ ઓછી છે; અને ગંગા અને બ્રહ્મપુત્રાના પ્રદેશમાં અને દક્ષિણ હિંદુસ્તાન અને કિનારાના સપાટ અને ફળદ્રુપ પ્રદેશમાં વસ્તી ઘાડી છે.

આ દેશમાં ૫૦,૦૦૦થી વધારે વસ્તીવાળાં માત્ર ૭૫ શહેર છે, અને તેમાં આખી વસ્તીના માત્ર ત્રણ ટકા કરતાં સહેજ વધારે લોક રહે છે. આ ઉપરથી જણાય છે કે વસ્તીનો ઘણો ભાગ ખેતી પર પોતાનું ગુજરાન ચલાવે છે.

હિંદુસ્તાનના ક્ષેત્રફળના ત્રણ ભાગમાં અંગ્રેજી અમલ છે, અને બે ભાગમાં દેશી રાજાનો અમલ છે; પણ વસ્તીના ચાર ભાગ બ્રિટિશ મુલકમાં, અને એક ભાગ દેશી રાજ્યમાં રહે છે. આ ઉપરથી જણાય છે કે અંગ્રેજી મુલકમાં દેશી રાજ્યો કરતાં વસ્તી વધારે ઘાડી છે.

**જાતોઃ**—જેમ બીજા દેશમાં વસનારા ઘણું કરીને બધા લોકો એકજ ધર્મ પાળે છે, એકજ ભાષા બોલે છે, અને એકજ જાતના હોય છે, તેમ હિંદુસ્તાનમાં નથી. દેશ બહુ વિશાળ હોવાને લીધે, એક બીજાની સાથે સંબંધ ઓછો હોવાને લીધે, તેમ બીજી જાતો વાયવ્ય તરફથી અહીં આવી વસી તેથી, ઘણી જાતો અને ઘણી ભાષા અહીં જોવામાં આવે છે. છેક નીતિ અને કેળવણીની ટોચે પહોંચેલા લોકથી છેક હલકામાં હલકા જંગલી લોકો પણ હિંદુસ્તાનમાં છે. મુખ્ય જાતો નીચે પ્રમાણે છેઃ—

**કોલેરીઅનો**—છોટાનાગપુર અને મધ્ય પ્રાંતમાં, તેમજ કેટલેક બીજે ઠેકાણે પહાડી જંગલોમાં આ જાત મોટી સંખ્યામાં જોવામાં આવે છે. આ લોકો અનાર્ય છે.

**દ્રાવિડો**—આ લોકો કેળવાએલા પણ આર્યથી જુદા પડે છે. તેઓ હિંદુસ્તાનની આખી વસ્તીનો લગભગ પાંચમો ભાગ છે, અને દક્ષિણ હિંદુસ્તાનમાં રહે છે. ગોંડ નામની દ્રાવિડની શાખા ઉપલી અનાર્ય પ્રજા જેવી જંગલી સ્થિતિમાં છે.

**આર્ય**—હિંદુસ્તાનમાં ઉંચામાં ઉંચી કેળવણીવાળી અને વસ્તીનો

મુખ્ય ભાગ આર્ય છે. તેઓએ ધીમે ધીમે ઉત્તરથી દક્ષિણ તરફ ફેલાઈ પોતાના ઉંચા સંસ્કારની છાપ બીજા પર પાડી છે. ઉત્તર ભાગમાં આર્ય લોકોની વસ્તી વધારે છે.

**મોંગોલ** જાતના લોક બ્રહ્મદેશમાં અને હિમાલયના તિબેટ તરફના ભાગમાં વસે છે, અને તેમની વસ્તી કૂલ વસ્તીના લગભગ ત્રણ ટકા છે.

**મુસલમાન** લોકોએ હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં રાજ્ય સ્થાપ્યું હતું, તેથી એ લોકોની વસ્તી જુદા જુદા ભાગમાં જોવામાં આવે છે. કૂલ વસ્તીના ૨૧ ટકા મુસલમાન છે.

**પારસી** લોકો ઇરાનમાંથી આવી મુંબઈ ઇલાકાના પશ્ચિમ કિનારા પર વસ્યા. એમની વસ્તી લગભગ એક લાખ છે. આ લોક સાહસિક અને વિદ્વાન છે.

**યાહુદી** લોકોની વસ્તી કોંકણમાં વધારે જોવામાં આવે છે.

**ખ્રિસ્તી** લોકોની વસ્તી વધારે મદ્રાસ ઇલાકામાં જોવામાં આવે છે, અને તેમની કૂલ વસ્તી આસરે ૩૦ લાખ છે.

**ભાષાઓ**:—જુદી જુદી જાતોની મૂળ ભાષાઓ જુદી હતી, તેમાં પણ વિભાગ પડી હાલ હિંદમાં બોલાતી કૂલ ભાષાની સંખ્યા ૧૪૭ થઈ છે. એમાંની ઘણીખરીનાં મૂળ સંસ્કૃત, દ્રાવિડી, કે બ્રહ્મી છે.

આસરે ૨૪ કરોડ લોક સંસ્કૃતમાંથી ઉત્પન્ન થએલી ભાષાઓ, ૬ કરોડ દ્રાવિડી ભાષાઓ, અને ૨ કરોડ અન્ય ભાષા બોલે છે.

**સંસ્કૃત ભાષામાંથી નીકળેલી** બંગાળી, ઉર્ય (ઓઢીઆમાં બોલાતી), હિંદી, પંજાબી, મરાઠી, ગુજરાતી, અને સિંધી ભાષાઓ આર્ય લોકની છે.

**હિંદુસ્તાની અથવા ઉર્દુ*** ભાષા અરબી અને ફારસી ભાષાના શબ્દોથી મિશ્રિત હિંદી ભાષા છે. મુસલમાનો હિંદમાં આવી ભાષા બોલવા લાગ્યા, ત્યારે જથાબંધ ફારસી અને અરબી શબ્દો વાપરવા લાગ્યા. હાલ પણ હિંદી ભાષા બોલવામાં જ્યારે હિંદુ લોકો વધારે

* ઉર્દુ=છાવણી.

સંસ્કૃત શબ્દો વાપરી બોલે છે, ત્યારે હિંદુસ્તાની કહેવાય છે; અને તેજ ભાષા મુસલમાન લોકો ફારસી અને અરબી શબ્દો પણ વાપરીને બોલે છે ત્યારે તેને ઉર્દુ કહે છે. આખા હિંદુસ્તાનમાં એ જાણીતી ભાષા છે.

**દ્રાવિડી ભાષાઓ** ખાસ મદ્રાસ ઇલાકામાં બોલવામાં આવે છે. તેમાંની મુખ્ય તામીલ (દક્ષિણ મદ્રાસની), તેલુગુ (ઉત્તર મદ્રાસની), મલયાલમ (મલબાર કિનારાની), કાનડી (કાનડા, મ્હૈસુર, અને કર્ણાટકના ઉચ્ચ પ્રદેશની), અને ગોંડ (મધ્ય હિંદુસ્તાનના ગોંડ લોકોની) છે. આ ભાષાઓની અંદર સંસ્કૃત ભાષાના ઘણા શબ્દો દાખલ થએલા છે.

**બ્રહ્મી ભાષાઓ** ચીન દેશની ભાષા જેવી છે, અને ઇશાન સરહદ પર અને બ્રહ્મદેશમાં બોલાય છે.

**અંગ્રેજી ભાષાનો** હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં અભ્યાસ થાય છે, અને સરકારી મોટી કચેરીમાં એ ભાષા વપરાય છે.

**ધર્મો:—**

હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ (૬૭ ટકા) હિંદુ ધર્મ પાળે છે. તેનાથી ઉતરતી સંખ્યા (૨૦ ટકા) મુસલમાની ધર્મ માને છે. વાયવ્ય પ્રાંત અને પૂર્વ બંગાળા તરફ મુસલમાન લોકોની વસ્તી વધારે છે. બૌદ્ધ ધર્મ માનનારાની સંખ્યા કુલ વસ્તીના ૩ ટકા છે, અને તેઓ બ્રહ્મદેશ, સિકીમ, અને કાશ્મીરના ઇશાન ભાગમાં વસે છે. એ ઉપરાંત જૈન, શીખ, પારસી, અને ખ્રિસ્તી ધર્મો પણ હિંદુસ્તાનમાં જોવામાં આવે છે.

જૈન ૧૨ લાખ, શીખ ૨૨ લાખ, અને ખ્રિસ્તી ૩૮ લાખ છે. ડુંગરમાં રહેનારી અનાર્ય વસ્તી (૧૦૨ લાખ) ઝાડ, સાપ, વગેરેનેજ દેવ માને છે.

**ધંધાઓ:**—હિંદુસ્તાનમાં લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, અને વસ્તીના [illegible] કરતાં પણ વધારે લોક ખેતી પર ગુજરાન ચલાવે છે. એથી ઉતરતો ધંધો વણકરનો છે, અને તેમાં ૭૫ લાખ રોકાએલા રહે છે. વસ્તીની સંખ્યાના [illegible] કરતાં વધારે લોક હાથે કાપડ વણી પોષણ મેળવે છે. જુના વખતથી હિંદુસ્તાનની મલમલ વખણાય છે. આજે હિંદુસ્તાનથી

રેશમી અને સુતરાઉ કાપડ પરદેશ ઘણું મોકલવામાં આવતું હતું, પણ તેને બદલે હાલ યુરોપથી ઘણું કાપડ હિન્દુસ્તાનમાં આવે છે. કેટલાક ધંધાઓની પેદાશ માત્ર હિન્દુસ્તાનમાં ખપી જાય છે. હિન્દુસ્તાનની શેતરંજી, કીનખાબ, સોનેરી અને રૂપેરી કસબનું કામ; સોના, રૂપા, હાથીદાંત, અને સુખડનું કોતરકામ; મલમલ, અને જવાહીરના દાગીના હજુ વખણાય છે, અને કેટલોક માલ પરદેશ ખાતે જાય છે. હિન્દુસ્તાનમાં ઇ. સ. ૧૯૨૦માં ૧૧૪ કોયલાની ખાણ, ૭૬ શણની મિલ, અને ૨૫૩ કાપડની મિલ હતી. કાપડની મિલનો મોટો ભાગ મુંબઈ અને ગુજરાતમાં, અને શણની મિલો બંગાળામાં છે.

**ખનીજ**:—હિન્દુસ્તાનની ખીણોની હાલ સુધી કોઈએ તેટલી શોધ કરેલી નથી, તે છતાં ઘણી જગાએથી કોયલા, લોખંડ, મીઠું, સોનું, કલાઈ, વગેરે ખોદી કાઢવામાં આવે છે.

**કોયલા** બંગાળા, આસામ, મધ્ય પ્રાંતો, અને મદ્રાસમાંથી જડે છે, પણ તે વિલાયતી કોયલા કરતાં હલકા છે. એકલા બંગાળામાં ૧૦૫ કોયલાની ખાણો છે. **લોખંડ** આખા હિંદુસ્તાનમાં મળે છે. મદ્રાસ અને વિંધ્યની ખીણમાંથી જે કાચું લોખંડ નીકળે છે તે ઉત્તમ ગણાય છે. **કેરોસીન** તેલ બ્રહ્મદેશમાંથી નીકળે છે. **મીઠું** પંજાબના (સૉલ્ટ રેન્જ) મીઠાના ડુંગરમાંથી પુષ્કળ નીકળે છે. **કલાઈ** માત્ર બ્રહ્મદેશના ટિનાસરીમમાંથી નીકળે છે. ઉપલા ખનીજો મોટા જથામાં નીકળે છે. એ ઉપરાંત જે ખનીજો થોડા જથામાં નીકળે છે તે નીચે પ્રમાણે છે:—

**સોનું** મ્હૈસુરમાં, **તાંબું** અને **સીસું** બંગાળા અને બીજા ભાગમાં, **હીરા** ગોવલકોંડામાં, **માણેક** ઉપલા બ્રહ્મદેશમાં, **અબરખ** છોટાનાગપુર અને બહારમાં, **પથ્થરનો** શાલકોટમાં, અને **મેંગેનીઝ** મદ્રાસ ઇલાકામાં અને ગુજરાત વગેરે ભાગમાં જડે છે.

**વનસ્પતિની પેદાશ**:—જુદી જુદી હવાને લીધે અનેક જાતની જુદી જુદી પેદાશ થાય છે. દરિયાકિનારા પર વરસાદ વધારે હોવાને લીધે ડાંગર, દક્ષિણની કાળી જમીનમાં રૂ, પંજાબમાં મોટો ઘઉં, ગુજરાતમાં [illegible] ઘઉં, બંગાળામાં શણ, અને આસામ તરફ ચા પુષ્કળ થાય છે. સામાન્ય અનાજ બધે ઠેકાણે થાય છે.

**मुख्य पेदाश:-**

**अनाज**માં ઘઉં, ચોખા, બાજરી, જુવાર, ચણા, કઠોળ, વગેરે; **तेली बीआं**માં અળસી, તલ, સરસવ, દિવેલી, શીંગ, અને ખરસાણી; **रेसा**માં રૂ, શણુ રેશમ અને ઊન; **रंग**માં ગળી અને કોસંબ; **औषधि**માં સિંકોના અફીણુ, ગાંજો, તમાકુ, ચા, સુંઠ, વગેરે છે.

**चोखा**—નદીઓના મુખ આગળના ત્રિકોણપ્રદેશમાં અને જ્યાં આગળ પાણી વિશેષ હોય છે ત્યાં ઘણા પાકે છે, જેમકે બંગાળા અને દરીઆકિનારાના ભાગમાં, **घउं** પંજાબ, મધ્ય પ્રાંતો, ખાનદેશ, અને ગુજરાતમાં થાય છે; ઓછા વરસાદવાળા મુલકનો એ શિયાળુ પાક છે. **जुवार, बाजरी,** અને **रागी** લગભગ ઓછા વરસાદવાળી ઘણી જગાએ થાય છે. **अळसी** મધ્ય પ્રાંતોમાં, મુંબઈ ઇલાકામાં અને સયુક્ત પ્રાંતોમાં થાય છે **तल** ગુજરાત, મદ્રાસ, બંગાળા, અને બ્રહ્મદેશમાં થાય છે **रू** ગુજરાત, દક્ષિણ મહારાષ્ટ્ર, વરાડ, સિંધ, અને નિઝામના મુલકમાં થાય છે **शण** પૂર્વ બંગાળામાં થાય છે. **चा** આસામ અને ઉત્તર-બંગાળા, પંજાબ, અને નીલગિરિમાં થાય છે. **सुंठ** દક્ષિણુ હિંદુસ્તાનમાં નીલગિરિ પર થાય છે **अफीण** બહાર અને માળવામાં થાય છે.

કેરી, કેળાં, નારંગી, ફણુસ, શેરડી, લીંબુ. જમરૂખ, પપાંઉ, સીતાફળ, અને અનનાસ મુખ્ય મેવો છે. આ ઉપરાંત કાથો, લાખ, રબર, ગોળ, અને નાળિએરનાં છોડાંમાંથી વણેલાં દોરડાં પણુ વનસ્પતિની પેદાશ છે.

**वेपार:-**

હિંદુસ્તાનના પ્રદેશનો દરીઆ મારફતનો કુલ વેપાર (આવકજાવક મળીને) ૧૯૨૧ના વરસની ગણતરી પ્રમાણે ૫ અબજ ૧૧ કરોડ રૂપીઆનો છે. એમાંનો લગભગ $\frac{2}{3}$ વેપાર ઇંગ્લંડ જોડે, અને બાકીનો યુનાઇટેડ સ્ટેટ્સ, ફ્રાન્સ અને જાપાન વગેરે દેશો જોડે છે.

મુખ્ય નિકાસ (૧૯૨૧-૧૯૨૨) કિંમતના પ્રમાણુમાં નીચે પ્રમાણે છે:- રૂ (૭૦ કરોડ રૂપીઆનું), ચોખા (૨૪ કરોડ), શણુ (૪૪ કરોડ), તેલી બીઆં (૧૭ કરોડ), ઘઉં (૨ કરોડ), ચા (૮ કરોડ), લાખ (૨ કરોડ), ઊન (૨ કરોડ ને ૪૦ લાખ), સુંઠ (૧ કરોડ ને ૩૩ લાખ), અને ગળી (૪૦ લાખ રૂપીઆની).

મુખ્ય આયાત (૧૯૨૧-૧૯૨૨) કિંમતના પ્રમાણુમાં નીચે પ્રમાણે છે:-

સુતરાઉ કાપડ અને સુતર (૫૬ કરોડ ૮૦ લાખ રૂપીઆનું), ખાંડ (૨૭ કરોડ), સાંચાકામ (૩૪ કરોડ ૭૩ લાખ), ગરમ કાપડ (૨ કરોડ), ધાતુ તથા ચપ્પુ વગેરે લોખંડનો સામાન (૨૧ કરોડ), દારૂ (૨ કરોડ), રેશમી કાપડ (૪ કરોડ), રેલવેનો સામાન(૧૯ કરોડ રૂપીઆનો), કાચ, રંગો, કાચું રેશમ, કાગળ, અને મીઠું છે.

જમીનમાર્ગનો હિંદુસ્તાનની સરહદ પરના (અફઘાનિસ્તાન, નેપાળ, વગેરે) મુલકો જોડે આસરે ૧૫ કરોડ રૂપીઆનો વેપાર ધારવામાં આવે છે.

દરીઆમાર્ગનો બધો વેપાર કલકત્તા, મુંબઈ, રંગુન, મદ્રાસ, કરાંચી, અને ચિતેગાંવ, એ છ મુખ્ય બંદરો ચલાવે છે. કલકત્તા અને મુંબઈ બંદર પાસે લગભગ ૭૫ ટકા વેપાર છે. ત્યારપછી રંગુન, મદ્રાસ, અને ચિતેગાંવ છે.

**વેપારના માર્ગો:**—હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની અગાઉ વેપારને માટે માર્ગોની બહુ સગવડ નહોતી. હાલ રેલવે થયાને લીધે તથા લુટારાઓનો ભય ન હોવાને લીધે વેપારીઓને અડચણ ભોગવવી પડતી નથી. સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા, અને ઇરાવદી નદી, અને તેને મળનારી નદીઓ, એ મોટા જળમાર્ગો છે, અને તેમાં વહાણો ચાલે છે. બીજી નદીઓ જળમાર્ગ તરીકે નકામી છે, કારણ કે તેમાં ઉનાળામાં પાણી ઓછું હોય છે, અને ચોમાસામાં પાણીનો પ્રવાહ ઘણો જોરમાં હોવાથી વહાણો તેમાં ફરી શકતાં નથી.

**રેલવે માર્ગો:**—આજે હિંદુસ્તાનમાં લગભગ ૩૭,૦૦૦ માઇલ રેલવે સડક છે, અને એમાંની અડધી કરતાં વધારે મોટા માપની સડક છે. રેલવેથી મુસાફરી ઘણા ટુંકા વખતમાં થાય છે. દાખલા તરીકે મુંબઈથી પેશાવર ૧,૪૫૦ માઇલ,* કલકત્તા નાગપુરને રસ્તે ૧,૨૨૩ માઇલ, દિલ્હી ૮૫૬ માઇલ, અને મદ્રાસ ૭૯૪ માઇલ દૂર છે, છતાં આગગાડીને રસ્તે એ શહેરોમાં જતાં અનુક્રમે ૫૪, ૪૧, ૨૯, અને ૩૪ કલાક લાગે છે. મુંબઈથી જી. આઈ. પી.ને રસ્તે પેશાવર જતાં કલ્યાણ, ઇગતપુરી, મનમાડ, ભુસાવળ, ભોપાળ, ઝાંસી, આગ્રા, દિલ્હી, અંબાલા, અમૃતસર, અને લાહોર શહેર આવે છે. નાગપુરને રસ્તે કલકત્તા જતાં કલ્યાણ, ઇગતપુરી, મનમાડ, ભુસાવળ, નાગપુર, રાયપુર, અને બિલાસપુર શહેર આવે છે. મુંબઈથી મદ્રાસ જતાં કલ્યાણ, પુના, ધોંડ, હોતગી, રાયચુર, ગુત્તી, અને આર્કોનમ છે. મુંબઈથી જી. આઈ. પી.ને રસ્તે દિલ્હી જતાં ૩૧ કલાક લાગે છે, અને બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવેને રસ્તે દિલ્હી જતાં ૨૯ કલાક લાગે છે. બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવેએ દિલ્હી જવા સારૂ નાગદા મથુરા. રેલવે કાઢી છે. તેથી વખત થોડો લાગે છે. પાછલે રસ્તે સુરત, વડોદરા, ગોધરા,

*આ બધા આંકડા આપેલા છે તે ગોખવાના નથી. રસ્તાઓ બતાવેલા છે તે નકશા પર બતાવવા સારૂ રાખેલા છે.

રતલામ, નાગદા, કોટા, ભરતપુર, અને મથુરા આવે છે. મુંબઈથી જમીનમાર્ગે કરાંચી ૯૯૩ માઇલ દૂર છે, અને ત્યાં ૪૪ કલાકમાં જવાય છે; પણ ત્રણ જગાએ અમદાવાદ, મારવાડ, અને હૈદરાબાદ આગળ ગાડી બદલવી પડે છે. મોટામાં મોટી રેલવે નૉર્થ વેસ્ટર્ન રેલવે (૫,૬૮૦ માઇલ) કરાંચી, પેશાવર, અને લાહોર શહેર આગળ થઈને જાય છે.

**टेलिग्राफ अने पोस्टः—** એક ગામથી બીજે ગામ જલદી સંદેશા મોકલવા સારૂ સરકારે ઠામ ઠામ તારઑફિસો રાખેલી છે. વીજળીના તારની લંબાઈ ૧૯૨૧–૨૨ની આખરે ૪,૧૧,૦૦૦ માઇલ હતી. રેલવે ન હોય એવી જગાએ પણ વ્યવહાર માટે તારઑફિસ કાઢવામાં આવી છે, અને ઘણી ખરી પોસ્ટઑફિસો જોડે તારઑફિસ હોય છે. હિંદુસ્તાનનાં બધાં ગામોમાં પોસ્ટ મારફત કાગળ વહેંચાય છે.

**राज्य वहीवटः—**

ઇંગ્લંડના મહારાજા હિંદુસ્તાનના શહેનશાહ છે. ઇંગ્લંડમાં હિંદુસ્તાનના રાજ્ય ઉપર દેખરેખ રાખવા એક પ્રધાન નીમવામાં આવે છે. હિંદુસ્તાનમાં મુખ્ય *સુબો વાઇસરૉય અને ગવર્નર જનરલ અને તેની કારભારી મંડળી રાજ્યવહીવટ ચલાવે છે. હિંદી પ્રધાન, વાઇસ-રૉય, ગવર્નરો, લશ્કરી ખાતાના વડા, વાઇસરૉય અને ગવર્નરોની કારભારી મંડળીના સભાસદો, અને હાઈ કોર્ટના જડજોની નીમણુક નામદાર શહેનશાહ પોતે કરે છે. વાઇસરૉયની કારભારી મંડળી ૭ સભાસદ, લશ્કરી ખાતાનો વડો, અને વાઇસરૉયની બનેલી છે. ઇ. સ. ૧૯૧૯ના નવા રીફૉર્મ ઍક્ટ (નવા સુધારાના કાયદા)ની રૂએ કાયદા બાંધનારી બે સભા હોય છે, અને તે વાઇસરૉયને તે કામમાં મદદ કરે છે. તે બે સભાને ધારાસભા (લૅજિસ્લેટિવ ઍસેમ્બ્લિ) અને રાજ્યસભા (કાઉન્સિલ ઑવ સ્ટેટ કહે છે. બંને સભામાં પાસ થયા વિના કોઈ પણ કાયદો પસાર થતો નથી. રાજ્યસભાનું કામ લગભગ ધારાસભામાં પાસ થએલા ખરડા ફરી તપાસવાનું છે; અને એ સભામાં બેસનારની લાયકાત વધારે ઉંચી રાખેલી છે. એમાં કૂલ ૬૦ સભાસદ હોય છે, અને તેમાં વીસથી વધારે સરકારી અમલદારો નીમવામાં આવતા નથી. ધારાસભામાં ૧૪૦ સભાસદ હોય છે. એમાં પ્રજાના ચૂંટી કાઢેલા

---

*ગવર્નર જનરલ રાજાનો પ્રતિનિધિ છે, માટે તે વાઇસરૉય (રાજાનો પ્રતિનિધિ) કહેવાય છે.

સો સભાસદો અને સરકારના નીમેલા ચાળીસ સભાસદો હોય છે. બંને સભા ત્રણ વર્ષ સુધી કામ કરી શકે છે, અને પછી ફરીથી ચુંટણી થાય છે.

આ પ્રમાણે હિંદુસ્તાનમાં સૌથી ઉપરી અમલદાર વાઇસરૅાય અને ગવર્નર જનરલ છે, અને તે પોતાની કારભારીમંડળી સહિત રાજ્ય ચલાવે છે. એના હાથ નીચેના અમલદારો જુદા જુદા પ્રાંત પર અમલ ચલાવે છે. મદ્રાસ, મુંબઈ, બંગાળા અને બીજા ઇલાકાઓમાં ગવર્નર અમલ ચલાવે છે, અને તે દરેકને મદદ કરવાને કારભારીમંડળ હોય છે. કાયદા બાંધવાના કામમાં મદદ કરવા એક કાયદા બાંધનારી સભા હોય છે, જેમાં લોકોના ચૂંટી કાઢેલા લગભગ સિત્તેર ટકા જેટલા સભાસદો હોય છે. બહાર અને ઓરીસાના પ્રાંતો, સંયુક્ત પ્રાંતો, પંજાબ, બ્રહ્મદેશ, આસામ, અને મધ્ય પ્રાંતોમાં પણ ગવર્નર અમલ ચલાવે છે. સરહદ પરનો વાયવ્ય પ્રાંત, દિલ્હી, અજમેર, કુર્ગ, અંદામાન અને નિકોબાર, અને બલુચિસ્તાનમાં ચીફ કમિશનર રાજ્ય કરે છે. એ ચીફ કમિશનરને મદદ કરવા એકે મંડળ હોતું નથી, તેથી બધું કામકાજ તે પોતે કરે છે. પ્રાંતોના વિભાગ પાડીને જિલ્લા બનાવવામાં આવ્યા છે. એ જિલ્લાઓનું સરાસરી ક્ષેત્રફળ ૩,૮૦૦ ચો. મા. અથવા અમદાવાદ જિલ્લા જેવડું છે. જે જિલ્લા પર ઠેરવેલા કાયદાકાનુન પ્રમાણે અમલ ચલાવવામાં આવે છે તે “ રેગ્યુલેશન ડિસ્ટ્રિક્ટ ” કહેવાય છે, અને તેનો ઉપરી અમલદાર મેજીસ્ટ્રેટ અને કલેક્ટર કહેવાય છે; કારણ કે સલાહશાંતિ રાખવાનું અને મહેસુલ એકઠું કરવાનું કામ તેનાં છે. જે જિલ્લાના લોકો કેળવણીમાં આગળ વધ્યા નથી, અથવા જેના ઉપર અંગ્રેજી અમલ તાજેતર થએલો હોય છે તે જિલ્લામાં ઉપરી અધિકારીને કાયદાને છેક વળગી ન રહી પોતાની વિવેકબુદ્ધિથી વર્ત્તવા વિશેષ છૂટ આપવામાં આવે છે, તેવા જિલ્લાને “નૅાન રેગ્યુલેશન ડિસ્ટ્રિક્ટ” કહે છે, અને તેનો ઉપરી ડેપ્યુટિ કમિશનર કહેવાય છે. પ્રાંતના જિલ્લાઓના સમૂહો બનાવવામાં આવે છે, તેમને વિભાગો કહે છે, અને દરેક વિભાગના ઉપરીને કમિશનર કહે છે. આપણા ઉત્તર વિભાગમાં પંચમહાલ જિલ્લો થોડાં વર્ષ અગાઉ નૅાન રેગ્યુલેશન ડિસ્ટ્રિક્ટ હતો. સિંધ વિભાગ “ નૅાન રેગ્યુલેશન ” પ્રાંત છે. જ્યાં જ્યાં ચીફ કમિશનર મુખ્ય સત્તાધિકારી છે, તે બધા પ્રાંતો “ નૅાન રેગ્યુલેશન ” પ્રાંતો છે.

આ ઉપરથી સમજાશે કે આપણી માયાળુ અંગ્રેજ સરકાર દેશીઓની યોગ્યતાની કદર કરી તેમને રાજ્યકારભારમાં અગત્યનો ભાગ આપે છે. તેને માટે આપણે સરકારના આભારી છીએ.

હિન્દુસ્તાનના ⅓ દેશી રાજાઓના હાથ નીચે છે. મોટાં દેશી રાજ્યોમાં સરકાર તરફથી દેખરેખ રાખવાને, રાજાને સલાહ આપવાને, તથા તે રાજ્યમાં અંધાધુંધી ન ચાલે તે જોવાને એક બ્રિટિશ અમલદાર રહે છે, અને તેને "રેસિડન્ટ" કહે છે. જો પાસે પાસે નાનાં રાજ્યો હોય, તો આખા સમૂહને માટે એક અમલદાર રહે છે અને તેને "એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ" કહે છે. ઇલાકાને લગતાં નાનાં રાજ્યો તે ઇલાકાના ગવર્નરની દેખરેખ નીચે રાખવામાં આવે છે. ગવર્નર પોતે પોતાની તરફથી ત્યાં એક અમલદાર નીમે છે અને તે અમલદાર "એજન્ટ ટુ ધ ગવર્નર" કહેવાય છે. પહેલા વર્ગનાં રાજ્યો નિઝામ, મ્હૈસુર, વડોદરા, અને કાશ્મીર છે. રજપુતાના એજન્સિ, મધ્ય હિન્દુસ્તાન એજન્સિ, અને બલુચિસ્તાન એજન્સિ, એ નાનાં રાજ્યોના સમૂહ છે. ઇલાકાને લગતાં રાજ્યોની વ્યવસ્થા જે પ્રમાણે આપણા ઇલાકામાં છે તે પ્રમાણે બધે છે. પ્રાંતો અથવા ઇલાકાના ઉપરીને સોંપેલાં દેશી રાજ્યોની હકીકત તે પ્રાંત વિષે લખ્યું હોય ત્યાં આપી છે. ઉપર લખેલાં ચાર મોટાં રાજ્યો અને ત્રણ એજન્સિઓ વાઇસરૉયની સીધી દેખરેખ નીચે છે, તેનું છુટું વર્ણન આપવામાં આવ્યું છે.

**હિંદુસ્તાનના રાજ્યની ઉપજ**:–ઇ. સ. ૧૯૧૯–૨૦માં હિંદુસ્તાનની ઉપજ ૧૩૫ કરોડ રૂપીઆની હતી. એમાંનો લગભગ છઠ્ઠો ભાગ ખેડુતો સરકારી જમીન ખેડે છે તે બદલ આપે છે. સરકારી રેલવેની ઉપજ લગભગ છઠ્ઠા ભાગ જેટલી છે. મીઠું, અફીણ, જકાત, આબકારીખાતું, પોસ્ટઑફિસખાતું, ટેલિગ્રાફખાતું, વગેરે ખાતાંમાંથી સરકારની બાકીની મહેસુલ ઉત્પન્ન થાય છે.

**ખરચ**:—ઉપજનો લગભગ અર્ધો ભાગ લશ્કરી ખાતામાં, પાંચમો ભાગ રેલવે ખરચમાં, દસમો ભાગ દેવામાં, અને બાકીનો સરકારી અમલદારોના પગાર, ઇરિગેશન, પબ્લિક વર્કસ ખાતું, વ્યાજ, પોસ્ટ ઑફિસ, વગેરેના સામાન્ય ખરચમાં જાય છે.

**लश्कर:**—હિન્દુસ્તાનમાં અંગ્રેજી અને દેશી લશ્કર લગભગ ૨ૢ લાખ માણસનું છે. એ ઉપરાંત દેશી રાજાઓ પોતાના ખરચે અંગ્રેજી પદ્ધતિએ લશ્કર કેળવે છે, અને તે સરકારને જરૂરને પ્રસંગે આપે છે. એવું લશ્કર લગભગ ૨૨,૦૦૦ માણસનું છે. તે ઉપરાંત કેટલાક માણસો રાજીખુશીથી સરકારને અમુક પ્રસંગે મદદ કરવા લશ્કરી કેળવણી લે છે. એવું લશ્કર લગભગ ૧૫,૦૦૦ આદમીનું બનેલું છે.

**केळवणी**:—અંગ્રેજ સરકારે કેળવણી આપવા માટે પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ, હાઇ સ્કૂલો, અને મહાવિદ્યાલયો સ્થાપેલાં છે. કલકત્તા, મુંબઈ, મદ્રાસ, લાહોર, અને અલાહાબાદમાં વિશ્વવિદ્યાલયો સ્થાપેલાં છે. આ વિશ્વવિદ્યાલયો પરીક્ષા લે છે અને પદવી આપે છે. હુનરકળાનું જ્ઞાન આપવા, વૈદકનું જ્ઞાન આપવા, ખતીવાડીનું જ્ઞાન આપવા, અને કાયદાનું જ્ઞાન આપવા, સરકારે જુદાં જુદાં વિદ્યાલયો સ્થાપેલાં છે. સ્ત્રીઓને કેળવણી આપવાથી લોકોની સામાજિક સ્થિતિ સુધરશે, એવા હેતુથી સરકારે ઠામ ઠામ છોકરીઓની નિશાળો કાઢી છે. અંગ્રેજી રાજ્યની અગાઉ કેળવણી આપવા આવી તરેહની સંસ્થાઓ નહોતી. ઉંચી કેળવણી દરેક જગાએ અંગ્રેજીમાં આપવામાં આવે છે. સરકાર આટલી બધી કાળજી લે છે તે છતાં કેટલાંક માબાપો હજી પોતાનાં છોકરાંને નિશાળે મોકલતાં નથી, અને તેથી હિન્દુસ્તાનનો ઘણો ભાગ હજી અભણ છે.

## मद्रास इलाको.

મુંબઈ ઇલાકાની દક્ષિણે આવેલો મદ્રાસ ઇલાકો અંગ્રેજ સરકારના તાબાનો જુનામાં જુનો પ્રાંત છે. એમાં દક્ષિણ હિન્દુસ્તાનનો ઘણો ભાગ અને બંગાળાના ઉપસાગરનો બધો પશ્ચિમ કિનારો આવેલો છે. ત્રણ બાજુએ દરીઓ હોય એવો આ પ્રાંત સિવાય હિંદુસ્તાનમાં બીજો કોઈ પણ પ્રાંત નથી. મુંબઈ ઇલાકા કરતાં આ ઇલાકો ક્ષેત્રફળમાં નાનો છે, પણ એમાં વસ્તી ૪,૭૭,૦૦,૦૦૦ એટલે મુંબઈ ઇલાકાની વસ્તી કરતાં દોઢી છે.*

* શિક્ષકે દેશની સીમા નકશા પરથી શીખવવી. હિન્દુસ્તાનની સામાન્ય ભૂગોળમાં પ્રાંતો વિષેની જે હકીકત આવી ગઈ હોય તે ફરીથી પ્રાંત શીખવતી વખતે શીખવવી.

આ પ્રદેશનો કેટલોક ભાગ ઉચ્ચ પ્રદેશ છે, કારણ કે દક્ષિણ હિંદુસ્તાનના ત્રિકોણાકાર ઉચ્ચ પ્રદેશનો શિખરવાળો ભાગ આ ઇલાકામાં આવેલો છે. કિનારા પરના પ્રદેશો સપાટ નિચાણના પ્રદેશો છે. એ ઇલાકામાં વહેનારી નદીઓમાં **गोदावरी**, **कृष्णा**, અને **कावेरी** મોટી છે. તે ઉપરાંત **पेन्नेर**, **पालार**, **पन्नार**, અને **कोलेरून** છે. આમાંની પહેલી ત્રણ પશ્ચિમ તરફથી નીકળી પૂર્વઘાટ ઓળંગી બંગાળી સમુદ્રને મળે છે. કોલેરૂન, કાવેરી નદીના મુખ આગળનો ફાંટો છે. **वैगा** ત્રાવણકોરના ડુંગરમાંથી નીકળી પાકની સામુદ્રધુનીમાં પડે છે. આ બધી નદીઓમાં બંધ બાંધી તેનું પાણી નહેર વડે ખેતરોને પુરૂં પાડવામાં આવે છે. **चिल्का**, **कोलर**, **पुलिकट**, એ ત્રણ આ ઇલાકામાં સરોવરો છે.

આ ઇલાકામાં ૧૭૦૦ માઇલ લાંબો દરીઆકિનારો આવેલો છે, પણ એકે બંદર સારૂં નથી. મદ્રાસનું બંદર ઘણે ખરચે બાંધવામાં આવ્યું છે. છતાં જેવી મુંબઈ અને કલકત્તાના બારામાં સગવડ છે તેવી અહીં નથી.

વિષુવવૃત્તની પાસે હોવાને લીધે આ ઇલાકાની હવા હિંદુસ્તાનના બીજા ભાગો કરતાં ગરમ છે, પણ દરીઓ નજીક હોવાથી અતિશય ગરમી કે ઠંડી જોવામાં આવતી નથી, અર્થાત્ ગરમી કે ઠંડીની વચ્ચે બહુ તફાવત નથી. એ આખો મુલક ખેતીવાડીનો છે, અને વસ્તીના લગભગ ¾ ખેતી પર ગુજરાન ચલાવે છે. ખેતીની પેદાશમાં ચોખા, રાગી, તેલી બીઆં, તમાકુ, શેરડી, રૂ, અને ગરમ મસાલા મુખ્ય છે. ઉંચી જાતનો તમાકુ પણ ઉત્પન્ન થાય છે, અને તેનો મોટો વેપાર ચાલે છે. પશ્ચિમઘાટ અને નીલગિરિ પર ચા, બુંદ, સિંકોના થાય છે. આર્કાટ અને નેલૂરમાં કેટલીક જગાએ ગળી પણ થાય છે. આ ઉપરાંત જમીનમાંથી લોખંડની કાચી ધાતુ, અબરખ, અને મેંગેનીઝની કાચી ધાતુ ઘણી જગાએથી નીકળે છે. પશ્ચિમ ઘાટના વૈનાડના ઉચ્ચ પ્રદેશમાંથી કેટલુંક સોનું અને ગોદાવરી અને કૃષ્ણા નદીના જિલ્લામાંથી હીરા નીકળે છે.

સુતરાઉ કાપડ વણવાનો અને ગળી, ખાંડ, પિત્તળ, અને માટીનાં વાસણ બનાવવાનો, એ આ ઇલાકાના લોકોના મુખ્ય હુન્નર છે. આ

ઇલાકાની મુખ્ય નિકાસ* ચામડાં, રૂ, શુંઠ, તેલી બીઆં, ચોખા, ગળી, તેલ, અને ખાંડ છે. પરદેશનો વેપાર કોકોનાડ (ગોદાવરીના મુખ આગળ), મદ્રાસ, તુતિકોરીન, કોચીન, અને કાલીકટ, વગેરે બંદરો મારફતે ચાલે છે.

**ઇતિહાસઃ**—જુના વખતમાં આ ઇલાકામાં ઘણાં દેશી રાજ્યો હતાં. તેલુગુ ભાષાવાળા પ્રદેશમાં તૈલંગણનું રાજ્ય, તામીલ ભાષાવાળા પ્રદેશના ઉત્તર ભાગમાં ચોલ, અને દક્ષિણ ભાગમાં પાંડ્યનું રાજ્ય, કાનડી ભાષાવાળા પ્રદેશમાં વિજયનગરનું રાજ્ય, અને મલયાલમ ભાષાવાળા પ્રદેશમાં ચેરનું રાજ્ય હતું.

હાલ એના ઉત્તર સરકાર, કર્ણાટક, અને મલબાર, એવા ત્રણ વિભાગ છે; અને તેમાંના ભાગો કકડે કકડે અંગ્રેજ સરકારને મળ્યા હતા. ઇ. સ. ૧૭૫૯માં કર્નલ ક્લાઇવે ફ્રેન્ચ પાસેથી ઉત્તર સરકાર લીધો. કર્ણાટકના બેલ્લારી અને કડપા નિઝામ પાસેથી ઇ. સ. ૧૭૯૯માં મળ્યા. સેલમ (સાલમ), મલબાર, અને મદુરા ટીપુ સાથેના પહેલા વિગ્રહને પરિણામે ઇ. સ. ૧૭૯૨માં મળ્યા. લોર્ડ વેલેસ્લીએ કર્ણાટક, કાનડા, કોઇમ્બતુર, અને તંજાવર ઇ. સ. ૧૭૯૯માં લીધાં હતાં.

**મુખ્ય શહેરોઃ**—

**મદ્રાસ** (૫,૨૩,૦૦૦) એ આ ઇલાકાની રાજધાની અને હિન્દુસ્તાનનું (વસ્તીમાં) ત્રીજું શહેર કોરોમંડલ કિનારા પર આવેલું છે. આ શહેર ઇ. સ. ૧૬૩૯માં સ્થાપવામાં આવ્યું હતું. મદ્રાસથી ચામડાં, શુંઠ, રૂ, ચોખા, ગળી, તેલી બીઆં, ગરમ મસાલો, ચા, અને તમાકુ પરદેશ ખાતે મોકલવામાં આવે છે.

**કાંચીવરમ** (૪૬,૦૦૦) એ શહેર મદ્રાસની નૈર્ઋત્યમાં દહેરાં માટે પ્રખ્યાત છે. આ શહેર ચોલ રાજ્યની રાજધાની હતું.

**બલ્લારી** (૫૮,૦૦૦) શહેરમાં લશ્કર રહે છે. એની વાયવ્યમાં જુના વિજયનગર શહેરનાં ખંડેરો જોવામાં આવે છે.

---

* દરેક પ્રાંતમાં આયાત લગભગ સરખીજ છે, અને તે હિંદુસ્તાનની જે સામાન્ય આયાત આપી છે તેજ છે.

**તંજાવર** ( ૫૭,૦૦૦ ) શહેર તથા તેજ નામનો પ્રદેશ શિવાજીના ભાઈએ જીત્યો હતો. ઇ. સ. ૧૭૯૯માં લોર્ડ વેલેસ્લીએ એ મુલક બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો.

**નેગાપટ્ટણ** ( ૫૭,૦૦૦ ) કાવેરીના મુખ પર બંદર છે. અહીંથી ઇસિલોન ચોખા મોકલવામાં આવે છે.

**મદુરા** ( ૧,૩૮,૮૦૦ ) જુના કાળમાં બનેલાં મહાદેવનાં વિશાળ અને સુંદર દહેરાંને માટે પ્રખ્યાત છે. આગળ આ શહેર પાંડ્ય રાજ્યની રાજધાની હતું.

**ત્રિચીનાપલ્લી** ( ૧,૧૯,૫૦૦ )માં લશ્કરી છાવણી છે. બીડી (ચીરૂટ) અને જવાહીરના દાગીના માટે એ પ્રસિદ્ધ છે.

**શ્રીરંગમ** ( ૨૪,૦૦૦ ) કાવેરીના એક ટાપુ પર વિષ્ણુના વિશાળ સુંદર દહેરાને લીધે પ્રખ્યાત છે, અને રામાનુજ સંપ્રદાયવાળાની જાત્રાનું તે મુખ્ય સ્થાન છે.

**સાલેમ** ( ૫૨,૨૦૦ ) શહેર આ નામના જિલ્લાનું મુખ્ય શહેર છે. સાલેમ જિલ્લો પોલાદકામને માટે પ્રખ્યાત છે. એની પાસેના શિવરૂઈ ડુંગર પર બુંદ થાય છે.

**ઉતાકામંદ** ( ૭,૦૦૦ ) નીલગિરિના ઉચ્ચ પ્રદેશ પર હવા ખાવાનું સ્થળ કોનુરના રેલવે સ્ટેશનથી ૧૨ માઇલ પર આવેલું છે. ઉનાળામાં મદ્રાસના ગવર્નર ત્યાં રહે છે, અને ત્યાં જવા માટે કોનુરના રેલવે સ્ટેશનથી ૧૨ માઇલ પાકી સડક છે.

**કાલીકટ** ( ૮૧,૯૦૦ ) મલબાર કિનારા પર મોટું બંદર છે. આ બંદરે વાસ્કો ડી ગામા પહેલો ઇ. સ. ૧૪૯૮માં ઉતર્યો હતો. આજ કિનારા પર **મેંગલુર** ( ૪૦,૦૦૦ ), **કાનાનુર** ( ૨૮,૦૦૦ ), અને **તેલીચેરી** ( ૨૮,૦૦૦ ), એ નાનાં બંદર છે.

**મછલીપટ્ટણ** ( ૪૦,૦૦૦ ) બંદર કૃષ્ણા નદીના મુખ આગળ છે. મદ્રાસ સ્થાપ્યા અગાઉ આ જગા ઉપર અંગ્રેજોની કોઠી હતી.

**વિઝાગાપટ્ટણ** (૪૧,૦૦૦) ઉત્તર સરકારનું બંદર શીંગડાંની પેટીની બનાવટ માટે પ્રખ્યાત છે.

આ ઉપરાંત **अंबुर, आर्णी, वांदीवाश, आर्कांट, पोलिलोर,** અને **पोर्तोनोवो** ઐતિહાસિક શહેરો* છે.

## मद्रास इलाकाना ताबानां देशी राज्यो.

**त्रावणकोर**નું હિંદુ દેશી રાજ્ય વિસ્તારમાં થાણા જિલ્લાથી બમણું છે, ને વસ્તી લગભગ તેનાથી પાંચગણી છે. પીપર અને એલચીની પેદાશને માટે આ રાજ્ય પ્રખ્યાત છે.

**त्रिवेंद्र** (૫૭,૮૦૦) રાજધાની અને **आलेपी** (૨૫,૦૦૦) બંદર છે.

**कोचीन**નું હિંદુ દેશી રાજ્ય ભરૂચ જિલ્લા જેવડું છે, પણ વસ્તી તેનાથી અઢીગણી છે. રાજધાની **अर्नेकोलम** (૨૨,૦૦૦)

**पुदुकोट** નામનું રાજ્ય તંજાવરની નૈર્ઋત્યમાં છે. તેની રાજધાની પુદુકોટ (૨૦,૦૦૦) છે.

## बेटो.

**रामेश्वर** બેટ દક્ષિણમાં હિંદુઓનું જાત્રાનું મોટું ધામ છે.

**लक्षद्वीप** મલબાર કિનારાથી ૨૦૦ માઇલ પર પરવાળાંના ટાપુઓનો સમૂહ છે. એમાંના ઘણાખરા ટાપુ ઉજડ છે, અને એની મુખ્ય પેદાશ નાળિએર છે.

## कुर्ग.

મદ્રાસ ઇલાકાના પશ્ચિમ કિનારા પર સુરત જિલ્લાથી પણ સહજ નાનો એક જુદો બ્રિટિશ પ્રાંત છે, અને તેમાં ૧,૬૪,૦૦૦ માણસની વસ્તી છે. ઇ. સ. ૧૮૩૪માં આ નાનું રાજ્ય લોકોની વૃત્તિને અનુસરીને અંગ્રેજ સરકારે ખાલસા કર્યું હતું. એ મુલક ઘણોજ પહાડી છે. તેમાં બુંદ અને એલચી થાય છે. મ્હૈસુરનો રેસિડંટ તેજ કુર્ગનો ચીફ કમિશનર છે. મુખ્ય શહેરો **मर्कारा** (૭,૦૦૦) દરીઆની સપાટીથી ૩,૮૦૦ ફુટ ઉંચું ઉચ્ચ પ્રદેશ પર આવેલું છે.

## अंदामान अने निकोबार.

મદ્રાસ ઇલાકાની પૂર્વે આવેલા બંગાળી સમુદ્રના પૂર્વ ભાગમાં આ બંને ટાપુઓના સમૂહ આવેલા છે, અને તે એક ચીફ કમિશનરની

*આ શહેરો શિક્ષકે ઇતિહાસમાં શા માટે પ્રખ્યાત છે, તે કહેવું.

દેખરેખ નીચે છે. આ ટાપુઓનું ક્ષેત્રફળ ૩,૧૪૦* ચો. મા. અને વસ્તી ૨૬,૮૦૦ છે.

**અંદામાન** ટાપુના **मोटो अंदामान** અને **नानो अंदामान** એવા બે સમૂહ છે. ઇ. સ. ૧૮૮૫થી ત્યાં દેશનિકાલની સજા પામેલા કેદી રાખવામાં આવે છે. મુખ્ય બંદર **પોર્ટબ્લેર**માં ઇ. સ. ૧૯૦૫માં ૧૪,૦૦૦ કેદી હતા. અહીં **લોર્ડ મેયો** નામના ગવર્નર જનરલને ઇ. સ. ૧૮૭૨માં કોઈ કેદીએ મારી નાખ્યા હતા. આ ટાપુની મુખ્ય પેદાશ સાગ છે.

**निकोबार** ટાપુ નાના અંદામાનની દક્ષિણે ૭૯ માઇલ પર આવેલા છે. એ ટાપુ પહેલાં ડેન્માર્કને તાબે હતા; પણ ઇ. સ. ૧૮૬૯થી અંગ્રેજ સરકારને તાબે છે. એની મુખ્ય પેદાશ નાળિએર છે.

## ब्रह्मदेश.

અંદામાનની પૂર્વે બ્રહ્મદેશ આવેલો છે તે હિન્દુસ્તાનના રાજ્યમાં મોટામાં મોટો પ્રાંત છે. એનું ક્ષેત્રફળ ૨,૩૭,૦૦૦ ચો. મા. એટલે મુંબઈ ઇલાકાથી સવાગણું છે, પણ ત્યાંની વસ્તી ( ૧,૩૨,૦૦,૦૦૦ ) મુંબઈ ઇલાકાની વસ્તીના અડધા ભાગથી પણ ઓછી છે. આ પ્રાંતની પૂર્વે **चीन** અને **सिआम** આવેલા છે. આ "નૉન રેગ્યુલેશન,"[1] પ્રાંત ઇ. સ ૧૮૮૬માં ચીફ કમિશનરની દેખરેખ નીચે મૂકવામાં આવ્યો હતો, પણ ઇ. સ. ૧૮૯૭થી એના ઉપરી અમલદાર તરીકે લેફ્ટેનન્ટ ગવર્નર નીમવામાં આવેલો છે, અને તે દરજ્જા પ્રમાણે તે અધિકાર ભોગવી રાજ્ય ચલાવે છે. ઉત્તરથી દક્ષિણ સુધી એની લંબાઈ[2] ૧૩૦૦ માઇલ, અને પૂર્વથી પશ્ચિમ પહોળાઈ ૫૫૦ માઇલ છે. ઇ. સ. ૧૯૧૯ના નવા એક્ટ ( નવા સુધારાના કાયદા )ની રૂએ હાલ ત્યાંનો રાજ્યકારભાર ગવર્નર અને કાઉન્સિલ ચલાવે છે.

આ પહાડી મુલકમાં ડુંગરોની હાર એક બીજીને સમાંતરે ઉત્તર-દક્ષિણ આવેલી છે. છેક પશ્ચિમની હાર **आराकानयोमा** અને તેની પૂર્વની હાર **पेगुयोमा** નામે ઓળખાય છે. પેગુયોમાના જળક્ષેપક

* અમદાવાદ જિલ્લાથી પણ ક્ષેત્રફળમાં નાના છે.

૧. જુઓ પાનું ૮૭. ૨. શિક્ષકે હિંદુસ્તાનની લંબાઈ વગેરે સરખાવવી, અને બીજાં શહેરોનું અંતર વગેરે સંબંધી ખ્યાલ આપવો.

પ્રદેશને લીધે ઇરાવદી અને સિતાંગ નદીઓનો પ્રદેશ જુદો પડે છે. આરાકાન અને ટિનાસરીમના કિનારા પરનો સાંકડો મુલક ફળદ્રુપ છે. **ઇરાવદી, સિતાંગ,** અને **સાલવીન,** એ ત્રણ મુખ્ય નદી છે, અને ત્રણે માર્તાબાનના અખાતમાં પડે છે. તેમાં ઇરાવદી સૌથી અગત્યની છે (જુઓ પાનું ૭૪). સિતાંગ નદી માંડલેના અગ્નિખુણાના ડુંગરમાંથી નીકળે છે. ભરતીની વખતે આ નદીમાં પાણી ઘણા જોશમાં જાય છે, તેથી એમાં વહાણો ફરી શકતાં નથી. સાલવીન નદીમાં પણ ખડકો તથા પાણીના ઝડપવાળા વહેણને લીધે વહાણો ફરી શકતાં નથી.

બ્રહ્મદેશનો ઘણો ભાગ* ઉષ્ણ કટિબંધમાં આવવાને લીધે ગરમ છે. કિનારા પર તથા આસામની નજીકના ભાગમાં વધારે વરસાદ પડવાથી હવા ભેજવાળી ને ગરમ છે. આ કારણને લીધે બ્રહ્મદેશમાં વનસ્પતિ પુષ્કળ થાય છે, અને તેથી સાગ અને બીજાં લાકડાંનો મોટો વેપાર ચાલે છે. સપાટ પ્રદેશમાં ખેતીથી થતો મુખ્ય પાક ડાંગર છે, અને હિન્દુસ્તાનમાં દુકાળ વખતે એ ચોખો ઘણો ખપ લાગે છે. ઉત્તર બ્રહ્મદેશમાં મકાઈ, જુવાર, કઠોળ, અને તલ થાય છે. જંગલમાં ગટાપર્ચાનાં ઝાડો, સાગ, એબની, બીજાં ઇમારતી લાકડાં, અને વાંસ થાય છે.

વસ્તીનો મોટો ભાગ મોંગોલિઅન જાતના બ્રહ્મી લોકોનો છે. મદ્રાસ, બંગાળા, અને ચીન તરફથી પણ ઘણા લોકો આવી વેપારને અર્થે અહીં રહે છે, અને દેશનો લગભગ બધો વેપાર આ પરદેશી લોકોનાજ હાથમાં છે. બ્રહ્મી લોકો બંટ બનાવવાના તથા રંગવાના કામમાં ઘણા હોશિયાર છે. બ્રહ્મદેશમાં સિગાર‡ બનાવવાનો અને રેશમી કાપડ વણવાનો, એ બે મોટા હુન્નરો છે.

લાકડું કોતરવાનું કામ એ લોકો સારૂં કરી શકે છે. ડાંગર તથા ઇમારતી લાકડાંની વધારે પેદાશ હોવાને લીધે ઠામ ઠામ ડાંગરની અને લાકડાં વહેરવાની મિલો નજરે પડે છે. ખેતી અને વનસ્પતિ વગેરેની

---

* જુઓ પ્રાકૃતિક ભૂગોળ.

‡ વિલાયતી બીડીઓ.

ઉપલી પેદાશોને લીધે ચોખા, ઇમારતી લાકડાં, જુદી જુદી જાતના ગુંદર, રૂ, ચામડાં, અને કેરોસીન તેલ મુખ્ય નિકાસ છે.

માંડલેની ઉત્તરના ડુંગરમાં માણેકની ખાણો છે, પણ હાલ તેમાંથી બહુ માણેક જડતાં નથી. ઇરાવદી પાસેના પ્રદેશમાંથી અંબર ખોદી કાઢવામાં આવે છે. વળી એજ નદીની ખીણમાંથી **કેરોસીન** તેલ નીકળે છે. કોલસા, ઇરાવદીને મળનારી ગ્વેનદનની ખીણમાંથી, સફેદ આરસ માંડલેની નજીકમાંથી, અને કલાઈ ટિનાસરીમમાંથી નીકળે છે.

**इतिहासः—**

ઇ. સ. ૧૮૨૬માં પહેલા બ્રહ્મી વિગ્રહને અંતે આરાકાન અને ટિનાસરીમ પ્રાંતો અંગ્રેજ સરકારને મળ્યા હતા. ઇ. સ. ૧૮૫૨માં બીજો વિગ્રહ ચાલ્યો તે વખતે પેગુ પ્રાંત ખાલસા કરવામાં આવ્યો, અને ત્યારથી એ ત્રણે પ્રાંતો બ્રિટિશ બ્રહ્મદેશને નામે ઓળખવા લાગ્યા. ઇ. સ. ૧૮૮૬માં ત્રીજા બ્રહ્મી વિગ્રહને અંતે સ્વતંત્ર બ્રહ્મદેશ અને શાન સંસ્થાનો બ્રિટિશ મુલકમાં જોડી દેવામાં આવ્યાં છે.

**मुख्य शहेरोः—**

**रंगुन** ( ૩,૩૯,૦૦૦ ) બ્રહ્મદેશનું મુખ્ય શહેર રંગુન નદી પર દરીઆથી ૨૧ માઇલ પર આવેલું છે. હિંદુસ્તાનમાં આ બંદર ત્રીજે નંબરે છે. આ બંદરેથી ચોખા અને સાગ પુષ્કળ ચઢે છે. શહેરમાં અડધી વસ્તી બ્રહ્મી લોકની છે, અને બાકીના લોક જૈન, હિંદુ, શીખ, અને પારસી છે.

**मांडले** ( ૧,૪૭,૦૦૦ ) ઇ. સ. ૧૮૮૭ સુધી બ્રહ્મદેશના રાજાની રાજધાની હતું. એ શહેર ઇરાવદીના ડાબા કિનારા પર રંગુનથી ૩૮૬ માઇલના અંતરે આવેલું છે.

**आकिआब** ( ૩૮,૦૦૦ ) આરાકાનનું અને **मुलमैन** (૫૮,૦૦૦) ટિનાસરીમનું મુખ્ય શહેર છે. પાછલા શહેરના નામ પરથી ત્યાંનું સાગ મોલમીન કહેવાય છે.

**बासीन** ( ૩૧,૦૦૦ ) શહેર બાસીન નદીની બંને બાજુ પર દરીઆથી ૮૦ માઇલ પર આવેલું છે. અહીં સુધી મોટી આગબોટો આવી શકે છે.

**પ્રોમ** ( ૩૦,૦૦૦ ) ઇરાવદીને ડાબે કિનારે આવેલું શહેર છે. રંગુનથી અહીં સુધી રેલવે છે.

**અમરપુરા** અને **આવા** જુની રાજધાનીનાં ખંડેરો છે.

**મામો** માંડલેની ઉત્તરે ૨૦૦ માઇલ પર ચીન સાથેના વેપારનું મુખ્ય શહેર છે.

---

## આસામ.

બ્રહ્મદેશની પશ્ચિમમાં આવેલો પ્રાંત **આસામ** નામે ઓળખાય છે. ઇ. સ. ૧૮૭૪માં બંગાળાનો કેટલોક ભાગ લઈ આસામનો નવો પ્રાંત રચવામાં આવ્યો હતો. ત્યારપછી સને ૧૯૦૫માં બંગાળાના પંદર જિલ્લા આસામમાં ઉમેરી પૂર્વ બંગાળા અને આસામનો પ્રાંત બનાવવામાં આવ્યો હતો, અને સને ૧૯૧૧માં નામદાર શહેનશાહે દિલ્હીમાં દરબાર ભર્યો ત્યારે આસામને પૂર્વ બંગાળથી જુદો પાડી ચીફ કમિશનરની દેખરેખ નીચે મૂક્યાનું જાહેર કર્યું હતું. ઇ. સ. ૧૯૧૯ના નવા સુધારાની રૂએ હાલ ત્યાંનો રાજ્યકારભાર ગવર્નર અને કાઉન્સિલ ચલાવે છે. એનું ક્ષેત્રફળ ૫૬,૦૦૦ ચો. મા. એટલે એકલા બહાર પ્રાંતથી લગભગ સવાગણું છે, અને વસ્તી લગભગ ૮૦ લાખની છે.

ઉત્તરમાં લાંબી સાંકડી પટી બ્રહ્મપુત્રા નદીનો પ્રદેશ સપાટ છે. માર્ચથી મે મહીના સુધી આ ભાગમાં અતિશય વરસાદ પડે છે. આ ભાગમાં માત્ર બેજ ઋતુઓ છે:–શિઆળો અને ચોમાસું. પુષ્કળ વરસાદને લીધે આ પ્રાંતની હવા ભેજવાળી છે. ચેરાપુંજીમાં આખા હિંદુસ્તાનમાં સૌથી વધારે વરસાદ પડે છે. આ ભાગની હવા ચાના છોડને ઘણી માફક આવે છે, તેથી આસામમાં ચાના ઘણા બગીચા છે. હિન્દુસ્તાનમાં જેટલી ચા ઉત્પન્ન થાય છે, તેનો પોણો ભાગ તો આસામમાંજ થાય છે. કિનારા પરનાં ગામોની હવા કલકત્તાને મળતી આવે છે. ભેજવાળી અને ગરમ હવાને લીધે આસામના ડુંગરો પર મોટાં જંગલો છે, અને તેમાં સાલ અને ઇંડિઆ રબરનાં ઝાડ પુષ્કળ છે. આ ભાગની મુખ્ય પેદાશ ચા છે. એ ઉપરાંત ચોખા, શણ, તેલી બીઆં, શેરડી, અને તમાકુ ઉત્પન્ન થાય છે. ખાસીઆ ડુંગરમાંથી કોયલા અને સીલહટમાંથી ચુનાના પત્થર નીકળે છે. ડુંગરોમાં રેશમની પણ પેદાશ છે.

આસામ ઇ. સ. ૧૮૨૬માં બ્રહ્મી લોકો પાસેથી પહેલા બ્રહ્મી વિગ્રહને અંતે અંગ્રેજ સરકારને મળ્યો હતો.

**मुख्य शहेरोः—**

**सोलहट्ट** ( ૧૪,૦૦૦ ) સુરમા નદી પર નારંગીને માટે પ્રખ્યાત છે.

**काचार** ચાના બગીચા માટે પ્રખ્યાત છે.

**गौहत्ती** ( ૧૧,૦૦૦ ) આસામ પ્રાંતનું મુખ્ય શહેર છે.

**सीलोंग** ખાસીઆ ડુંગર પર ગવર્નરનું રહેવાનું સ્થળ છે. એ દરીઆથી ૫૦૦ ફુટ ઉંચું છે.

**देशी राज्योः—**

આ પ્રાંતમાં **मणिपुर**નું પહાડી હિન્દુ રાજ્ય છે, અને તે સુરત જિલ્લાથી બેવડું મોટું છે. આ રાજ્યની મુખ્ય નિકાસ ટટ્ટુ, રેશમ, મીણ, ચા, હાથીદાંત, અને ઇંડિયા રબર છે. અહીંના પહાડોમાં બ્રહ્મદેશની માફક હાથી વસે છે.

---

## बंगाला इलाको.

આસામની પશ્ચિમે **बंगाला** ઇલાકો આવેલો છે. ઇ. સ. ૧૯૦૫માં આ પ્રાંતના પંદર જિલ્લા લઈ આસામમાં ઉમેરી તેનો પૂર્વ બંગાળા અને આસામ પ્રાંત બનાવવામાં આવ્યો હતો, પણ ઇ. સ. ૧૯૧૧થી તે પંદર જિલ્લા પાછા બંગાળામાં ઉમેરી તેનો બંગાળા ઇલાકો બનાવ્યો, અને તેને ગવર્નરની દેખરેખ નીચે મૂક્યો. આ ઇલાકાનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાથી અડધું છે, પણ વસ્તી મુંબઈ ઇલાકાથી લગભગ દોઢગણી છે.

બંગાળાનો ઘણો ભાગ કાંપનો સપાટ પ્રદેશ છે, અને દરીઆની સપાટીથી આ પ્રદેશની ઉંચાઈ ઘણી થોડી છે. આ ઇલાકામાં થઈને વહેનારી નદીઓમાં **गंगा**, **ब्रह्मपुत्रा**, અને **तिस्ता**, એ મુખ્ય છે. તિસ્તા સિકીમમાંથી નીકળી બ્રહ્મપુત્રાને મળે છે. જુના વખતમાં એ ગંગાને મળતી હતી. ગંગા નદીનો એક ફાંટો ભાગીરથી જ્યાં આગળથી ગંગામાંથી છુટો પડે છે, ત્યાં આગળથી ગંગા નદીનો ત્રિકોણપ્રદેશ શરૂ થાય છે. ભાગીરથી દક્ષિણમાં હુગલી કહેવાય છે, અને તે પર કલકત્તા શહેર આવેલું છે. દામોદરા, રૂપનારાયણ, અને કુશી, એ નદીઓ

છોટાનાગપુરના ડુંગરમાંથી નીકળી હુગલીને મળે છે. આ દેશ બંગાળાના અખાતની ઉત્તરે કિનારા પર આવવાથી તેની હવા ભેજવાળી છે, અને એમાં વરસાદ વધારે પડે છે. ખેતીની પેદાશમાં ડાંગર મુખ્ય છે. તે ઉપરાંત ઘઉં, જવ, મકાઈ, તેલી બીઆં, અને શણ થાય છે, તથા દાર્જિલિંગમાં ચા થાય છે. જેમ મુંબઈ ઇલાકામાં રૂનો પાક મુખ્ય છે, તેમ આ બાજુએ શણનો પાક મુખ્ય છે. સિકીમના ડુંગરમાંથી સ્લેટના પત્થર, લોઢું, અને તાંબું જડે છે, ને રાણીગંજ પાસેના ડુંગરમાંથી પુષ્કળ કોયલા નીકળે છે.

આખા હિંદુસ્તાનમાં ઘાડી વસ્તીવાળો અને ફળદ્રુપ ભાગ બંગાળા છે. આ ઇલાકામાં બંગાળી, અને ડુંગરોમાં અનાર્ય ભાષા બોલાય છે. શણની પેદાશ ઘણી હોવાને લીધે અહીં શણની મિલો ઘણી છે. આ ઇલાકાની મુખ્ય નિકાસ ચોખા, શણ, તેલી બીઆં, ચામડાં, ચા, રેશમ, અને કોયલા છે. કૃત્રિમ ગળીની શોધને લીધે કુદરતી ગળીનો વેપાર મંદ પડતો ગયો છે. રેશમના કીડા એ બાજુએ ઉછેરવામાં આવે છે, તેથી રેશમનો વેપાર આ ઇલાકામાં ચાલે છે.

બંગાળા ને બહારની દિવાનીનો હક ઇ. સ. ૧૭૬૫માં કંપનિ સરકારે મોગલ બાદશાહ શાહઆલમને આપ્યો હતો.

### મુખ્ય શહેરો:–

**કલકત્તા** (૧૨,૬૩,૦૦૦) શહેર ઇલાકાની રાજધાની હુગલી નદી પર ડાબે કિનારે દરીઆથી ૮૬ માઇલને અંતરે આવેલું છે. એને "મહેલોનું શહેર" પણ કહે છે. હુગલીના જમણા કિનારા પર આવેલું **હૌરા** પણ કલકત્તાનો ભાગ ગણાય છે. બ્રિટિશ સામ્રાજ્યમાં વસ્તીમાં* લંડન પહેલું અને કલકત્તા બીજું શહેર છે. ઇ. સ. ૧૬૮૭માં અંગ્રેજ લોકોએ જ્યારે પોતાનું સંસ્થાન અહીં સ્થાપ્યું ત્યારે મુંબઈની માફક એ નાનું ગામડું હતું. આ શહેર હાલ જળમાર્ગથી તેમજ રેલવેથી હિન્દુસ્તાનના જુદા જુદા ભાગ જોડે જોડાએલું છે, અને મોટા વેપારનું સ્થળ થઈ પડ્યું છે. મુંબઈમાં જ્યારે સુતરાઉ કાપડ ને સુતરની મિલો છે, ત્યારે અહીં શણની મિલો છે. આ બંદરેથી શણ, ચા, ચામડાં, અફીણ, ચોખા,

* લંડનની વસ્તી (૭૦,૦૦,૦૦૦) છે.

તેલી બીઆં, ગળી, અને લાખ પરદેશ જાય છે. **અલીપોર** કલકત્તાનો એક ભાગ ફોર્ટ વિલિયમના કિલ્લાથી ચાર માઇલ દક્ષિણે આવેલો છે.

**ઢાકા** ( ૧,૧૭,૦૦૦ ) બ્રહ્મપુત્રાના એક ફાંટા ઉપર આવેલું શહેર છે. ઢાકાની મલમલ વખણાય છે.

**બરીસલ** બાકરગંજ જિલ્લામાં મુખ્ય શહેર છે. આ જિલ્લામાં મુખ્ય પાક ડાંગર છે.

**ચિતેગાંવ** (૨૨,૦૦૦) કરનાફુલી નદીના મુખથી ૧૨ માઇલ પર બંદર છે. ચોખા અને સાગ આ બંદરની મુખ્ય નિકાસ છે.

**સીરજગંજ** ( ૨૩,૦૦૦ ) શણના વેપારને માટે પ્રખ્યાત છે.

**માલ્દા**ની પાડોશમાં બંગાળાની જુની રાજધાની ગૌડનાં ખંડેર છે.

**બરાકપોર** કલકત્તાની ઉત્તરે ૧૫ માઇલ પર હુગલી નદી પર લશ્કરની છાવણીનું સ્થળ છે.

**નદિયા** જુના વખતમાં સંસ્કૃત પાઠશાળાને માટે પ્રખ્યાત હતું. ઇ. સ. ૧૨૦૩માં મુસલમાનોએ બંગાળા જીત્યો ત્યાંસુધી એ બંગાળાની રાજધાની હતું.

**પ્લાસી** કલકત્તાની ઉત્તરે ભાગીરથી નદી પર ગામડું છે. અહીં લૉર્ડ કલાઇવે મોટી જીત મેળવી બંગાળાનો કબજો ઇ. સ. ૧૭૫૭માં લીધો હતો.

**મુર્શિદાબાદ** (૨૯,૦૦૦) ભાગીરથી નદી પર મુસલમાનોની છેલ્લી રાજધાનીનું નગર હતું. એ શહેર રેશમ અને ગળીના વેપારને માટે પ્રખ્યાત છે.

**હુગલી** કલકત્તાની ઉત્તરે ૨૪ માઇલ પર આવેલું છે. આ ગામ બંગાળામાં અંગ્રેજોની કોઠીનું પહેલું સ્થાન હતું ( ઇ. સ. ૧૬૪૦ ).

**દાર્જિલિંગ** છેક ઉત્તરમાં સિકીમ પાસે હવા ખાવાનું સ્થાન છે, અને એ એક વખતે સિકીમનાં દેશી રાજ્યોનો ભાગ હતો. આ શહેર સમુદ્રની સપાટીથી ૭,૦૦૦ ફુટ ઉંચું છે, અને કલકત્તાથી દાર્જિલિંગ સુધી રેલવે છે. એની આજુબાજુ આવેલા ડુંગરોના ઢાળ પર પુષ્કળ ચા થાય છે.

**चिन्सुरा** હુગલી પાસે વલંદા લોકોને, અને **श्रीरामपुर** ડેન લોકોને તાબે હતાં.

**चन्द्रनगर** ચિન્સુરાની દક્ષિણે હજુ ફ્રેંચ સરકારને તાબે છે.

**बनकुरा** અને **राणीगंज** કોયલાની ખાણોને માટે પ્રસિદ્ધ છે.

## देशी राज्यो.

ઉત્તરમાં **कुचबिहार**નું નાનું હિન્દુ રાજ્ય ભરૂચ જિલ્લાથી પણ નાનું છે. કોચ નામના લોકોએ આ રાજ્ય જીતી તેનું નામ કુચબિહાર રાખ્યું છે. એની નિકાસ શણ, તમાકુ, ને સાગ છે.

**टीपेरा**નું રાજ્ય મણિપુર કરતાં સહજ મોટું છે. એની મુખ્ય નિકાસ રૂ, સાગ, તલ, વાંસ, અને નેતર છે.

---

## बहार अने ओरीसा.

આ પ્રાંત બંગાળાની પશ્ચિમે આવેલો છે. સને ૧૯૧૧માં બહાર, છોટાનાગપુર, અને ઓરીસા, એ ત્રણને બંગાળાથી છુટા પાડી તેનો નવો પ્રાંત બનાવ્યો, ત્યાંસુધી એ બંગાળાનો પેટાભાગ ગણાતો હતો. ઇ. સ. ૧૯૧૯ના નવા સુધારાની રૂએ હાલ ત્યાંનો રાજ્યકારભાર ગવર્નર અને કાઉન્સિલ ચલાવે છે. આ પ્રાંતમાં બહાર એ સપાટ ફળદ્રુપ પ્રદેશ છે. ઓરીસા અને છોટાનાગપુર ડુંગરવાળા પ્રદેશ છે, પણ તેમાં કોઈ શિખર ૫,૦૦૦ ફુટથી વધારે ઉંચું નથી. બહારના દક્ષિણ ભાગમાં રાજમહાલ ડુંગર ૨,૦૦૦ ફુટ ઉંચા છે, અને સંતાલ નામના અનાર્ય લોક તેમાં રહે છે. મુખ્ય નદી **गंगा** છે, અને તેને ઉત્તરમાંથી **गंडकी** અને દક્ષિણમાંથી **सोण** નદી મળે છે. ઓરીસાની નદીઓનો ત્રિકોણપ્રદેશ જુદોજ છે. એ તરફની નદીઓમાં સૌથી મોટી નદી **महानदी** છે. એ ઉપરાંત **ब्राह्मणी** અને **वैतरणी** નામની બીજી બે નદી છોટાનાગપુરના ડુંગરમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે. આ પ્રાંતનું ક્ષેત્રફળ ૧,૧૨,૦૦૦ ચો. મા. છે, અને વસ્તી ૩,૮૦,૦૦,૦૦૦ છે.*

બહારમાં ઉનાળામાં ગરમી અને શિઆળામાં ઠંડી વિશેષ હોય છે, અને બંગાળા કરતાં ત્યાં હવા વધારે સુકો છે, તથા વરસાદ પણ ઓછો

---

* શિક્ષકે આ ક્ષેત્રફળ ને વસ્તી મુંબઈ ઇલાકાના ક્ષેત્રફળ અને વસ્તી સાથે સરખાવવાં.

પડે છે. ઓરીસામાં બીજા ભાગો કરતાં શિઆળામાં ઉષ્ણતામાન વધારે હોય છે ખેતીની પેદાશમાં ઘઉં, બાજરી, ચોખા, ગળી, અને અફીણ મુખ્ય છે. આ પ્રાંતમાં પણ છોટાનાગપુરના ડુંગરમાંથી તથા બહાર પ્રાંતની દક્ષિણ સરહદ પર આવેલા રાજમહાલ ડુંગરમાંથી પુષ્કળ કોયલા નીકળે છે. બહારમાં સુરોખાર ને છોટાનાગપુરમાં અબરખ મળી આવે છે. ચિલ્કા સરોવરને તીરે તથા ઓરીસાને દરીઆ કાંઠે મીઠું પકવવામાં આવે છે. બહારમાં હિંદી, ઓરીસામાં ઉર્યં, ને ડુંગરોમાં અનાર્ય ભાષા બોલાય છે.

ઇ સ. ૧૮૦૩માં ઓરીસા મરેઠા પાસેથી અંગ્રેજ લોકોએ જીતી લીધો હતો.

## बहार.

બંગાળાનો વાયવ્ય ભાગ બહાર નામે ઓળખાય છે, અને એ નામ વિહાર=મઠ ઉપરથી પડ્યું છે. આ નામ બતાવી આપે છે કે એક વખતે અહીં બૌદ્ધ ધર્મ ઘણો ફેલાએલો હોવો જોઈએ. પ્રાચીન ઇતિહાસમાં જે મગધનું રાજ્ય લખેલું છે તે આ બહાર પ્રાંત છે.

**मुख्य शहेरो:—**

**पटणा** (૧,૨૦,૦૦૦) શહેર શોણ, ગોગ્રા, અને ગંદકી નદીના સંગમ પર આવેલું છે, અને વેપારનું મોટું મથક છે. મગધની રાજધાની પાટલિપુત્ર તે આ શહેર છે.

**गया** (૬૭,૦૦૦) જાત્રાનું ધામ પટણાની દક્ષિણે ૬૩ માઇલ પર આવેલું છે, અને રેલવેને રસ્તે ત્યાં જવાય છે. ત્યાં બૌદ્ધ ધર્મનાં દેવાલયોનાં ઘણાં ખંડેરો જોવામાં આવે છે.

**भागलपुर** (૬૮,૦૦૦) શહેર આગળ ગંગા નદીનો પટ ૭ માઇલ પહોળો છે.

**मोंगीर** (૪૬,૦૦૦) ભાગલપુરની પશ્ચિમે આવેલું છે, અને તેમાં બંદુક, પિસ્તોલ, વગેરે બને છે.

**बक्सर*** ઐતિહાસિક શહેર છે.

**तीरहत** જુના વખતનું મિથિલા નગર છે એમ કહેવાય છે.

---

* આ શહેર શા માટે ઇતિહાસમાં પ્રખ્યાત છે તે શિક્ષકે કહેવું.

